श्रीबालकृष्णो विजयते ॥

विद्वद्रत्न गो. श्रीव्रजरत्नलालजीमहाराजश्रीना

प्रवचननो सार

जलभेद.

# तमे केवा वक्ता पासे श्रवण करशो?

श्रीबालकृष्ण शुद्धाद्वैत महासभा—

संग्राहक—

शास्त्री—चीमनलाल हरिशंकर

शुद्धाद्वैतरत्न—साहित्यभूषण.

मोटा मंदिर
सुरत.
सं. १९८७
आश्विन शुक्ल १०

प्रकाशक—
ओ. मंत्री—धीरजला[illegible]भीलदास स्टोर
" " देवीदास बालुभाइ रेशमवाळा.

न्यो. ०–२–०

सुरत बरानपुरी भागळ, भाजीवाळी पोळमां आवेला श्री "अनाविल बंधु" प्रीन्टींग प्रेसमां
गोविन्दजी डाह्याभाई नायके छाप्युं.

श्रीकृष्णः

# પુષ્ટિમાર્ગોપદેશિકા,

## (ભાગ પહેલો અને બીજો)

**અનેક ગામમાં પવિત્ર માતા બાળકોને ઘરમાં ધાર્મિક શિક્ષણ આ પુસ્તકથી આપે છે.**



ધાર્મિક કેળવણી વિના સારા સંસ્કાર બાળકમાં આવતા નથી, એ કોણ નથી જાણતું? જે ધાર્મિક શિક્ષણ લેવું હોય તો આ માર્ગોપદેશિકાના દરેક ભાગ વાંચો. પ્રથમ ભાગમાં ૪૭ પાઠ છે. તેની પાંચમી આવૃત્તિ બહાર પડી છે.

(ભા. ૨ જો)

પ્રથમ ભાગ જનસમાજમાં કેટલો બધો પ્રિય થઇ પડયો છે. એ વાત અજાણી નથી. બીજા ભાગ માટે ચાર વર્ષથી ઉપરાઉપરી માગણી ચાલુજ છે. આ ગ્રન્થ મહાસભાની પરીક્ષામાં છે. પરીક્ષ્યોને બીજો ભાગ વાંચવા મન આકર્ષાય છે. પ્રથમ ભાગ કરતાં તે ઘણો મોટો છે. અનેક વિષયોનો સમાવેશ છે. પાઠની પદ્ધતિએ અભ્યાસમાં લેઇ શકાય, વાર્તામાં વાંચી શકાય ને સ્ત્રીવર્ગ સર્વસામાન્ય વાંચી શકે છે, આગળના ગ્રંથ સમજાય છે. તેમાં ઘણા સારા સિદ્ધાંત છે. તેમજ બ્રહ્મવાદ અને નિત્યલીલા પણ સમજાવવામાં આવ્યાં છે.

પ્રથમ ભાગ ૦-૮-૦

દ્વિતીય ભાગ ૧-૦-૦

મળવાનું ઠેકાણું

**શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર**

(જી. ખેડા) બોરસદ.

હાલ શિરનામું સુરત. મોટા મંદિર.

# વક્તાના વિશ ભેદ.

- ૧ ગન્ધર્વ — ઉત્તમ; લંપટ — અગ્રાહ્ય
- ૨ પુરાણી — ઉત્તમ — પરંપરાથી ભણેલા
- ૩ પુરાણી — અધમ આસક્તિવાળા
- ૪ ગાયક — વેશ્યામત્ત અધમ
- ૫ નીચ ગાયક — અધમ
- પંડિત
  - ૬ ભગવચ્છાસ્ત્ર તત્પર (મર્યાદા) મધ્યમ
  - ૭ ગંભીર સંદેહવારક (મર્યાદા) મધ્યમ
  - ૮ પ્રેમયુક્ત ભગવચ્છાસ્ત્ર તત્પર ઉત્તમ (પુષ્ટિ)
  - ૯ અલ્પશ્રુત અલ્પપ્રેમ — કનિષ્ઠ
  - ૧૦ અલ્પશ્રુત અલ્પપ્રેમ કર્મશુદ્ધ — કનિષ્ઠ
- ૧૧ યોગી — કોઇ વ્યક્તિને ઉપયોગી, સર્વોપયોગી નથી
- ૧૨ તપઃસાંખ્યજ્ઞાનવાળા — પોતાને જ સુખકારી, બીજાને નહિ અગ્રાહ્ય

- ૧૩ ભગવત્કૃપાપાત્ર ઉત્તમ (પુષ્ટિ)
- ૧૪ દેવાદિની ઉપાસનાથી અહંકારી બનેલા અગ્રાહ્ય
- ૧૫ નવધાભક્તિ માર્ગાનુસારી મર્યાદા વૃદ્ધિક્ષયવાળો ભાવ (મધ્યમ)
- ૧૬ પંદરમા જેવા વૃદ્ધિક્ષય વગરના મર્યાદા (મધ્યમ)
- ૧૭ અનેક જન્મથી સિદ્ધ સંસ્કારી વૃદ્ધક્ષયભાવવાળા મર્યાદા (મધ્યમ)
- ૧૮ સ્વતંત્ર કૃપાપાત્ર મહાગંભીર ભક્તિભાવ — (પુષ્ટિ) ઉત્તમ

( પાછળ જુઓ )







* અગ્નિ એટલે **શ્રીમહાપ્રભુજી.**

# વિદ્વદ્રત્ન ગો. શ્રીવ્રજરત્નલાલજી મહારાજના પ્રવચનનો સાર.

## જલભેદ.

### અર્થાત્—તમે કેવા વક્તા પાસે શ્રવણ કરશો ?

### પરમ ભાગ્યવાન્ વૈષ્ણવ !

શ્રીમદાચાર્યચરણની કૃપાથી ભક્તિમાર્ગમાં અંગીકાર થયો, તમે વેદ–બ્રહ્મસૂત્ર–શ્રીભગવદ્ગીતા અને ભાગવત આ ચારે પ્રસ્થાનોથી નિર્ણય કર્યો કે નિર્ગુણ ભકિતમાર્ગ સર્વોત્કૃષ્ટ અને સરલ માર્ગ છે. કારણ કે–પ્રભુ આજ્ઞા કરે છે કે—**"भक्त्या माममिजानाति"** હું જેવો છું તેવો સંપૂર્ણ રીતે તો ભક્તિથી જ મારો ભક્ત મને જાણે છે.

### આ ભક્તિનો અર્થ તમે સમજ્યા ?

ભક્તિ એટલે ? પરમાત્મામાં પરમપ્રીતિ, દૃઢાસકિત, [2]ભકિત એટલે સેવા, અને સેવા એટલે "પ્રભુમાં ચિત્તને એકતાન કરવું" ભકિતમાર્ગ પ્રભુપરાયણ છે. પ્રભુને જ અવલંબી રહેલો છે. તો પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રમાં મન શાથી એકતાન થાય ? એનો ઉપાય તમે સાંભલ્યો છે ? આ ઉપાય એવો દર્શાવું છું કે તમારો તેનાથી પ્રભુમાં નિરોધ ઘણાજ સરળ માર્ગથી થઈ જાય, આપણે તો એવો ઉપાય જોઇએ કે તેને અમલમાં મુકનારને પણ આનંદ થાય અર્થાત્ પૂર્વાવસ્થામાં આનંદ અને ફલાવસ્થામાં પણ પૂર્ણાનન્દ જ ફલે, આ માર્ગ **ત્યાગ શ્રવણ** અને **કીર્તન** છે. તમે તમારી અહંતા મમતાની સર્વસ્વ વસ્તુ પ્રભુની છે. એવા આત્મસમર્પણપૂર્વક શ્રવણ અને કીર્તન કરો, એ ભકિતના બીજને વધારનાર સાધનો છે. શ્રવણ એ ભગવલ્લીલાનું જ હોઈ શકે. શ્રવણ નિરોધ કરનારૂં ત્યારે જ થાય–કે ઉત્તમોત્તમ રસિક ભગવદીયોના મુખમાંથી પ્રેમરસથી ભરપૂર પ્રભુની લીલાથી ભરેલું હોય તોજ તે નિરોધ કરે છે. કર્ણ પ્રભુએ આપ્યા તેની સાર્થકતા ગમે તે સાંભળવાથી ન થાય ! કારણકે ? પ્રભુમાં પ્રેમ–આસકિત અને વ્યસન આ ત્રણ અવસ્થાએ આપણે પહોંચવું છે. એ કામ શ્રવણ અને કીર્તન જ કરીશકે છે. આ શ્રવણ કોની પાસે કરવું ? એ મોટો પ્રશ્ન છે. વકતા સારો હોય તો જ શ્રોતાને સાર્થક કરે, કુવામાં ન હોય તો હવાડામાં શી રીતે આવશે ? વકતાનાં લક્ષણ જોઇને તેના આગળ શ્રોતા થવું. જો ભાવહીન વકતા મળશે તો તમે તમારૂં હશે તે પણ ખોશો, અને પરિણામે નાસ્તિક થશો. તમે "સત્સંગ કરજો" એમ વારંવાર કહો છો પણ તે સત્સંગ કોનો ? બહુ બોલે તેથી પંડિત ન કહેવાય. બહુ ચપલ હોય તેથી રહસ્યજ્ઞ ન કહેવાય, અમારે તો અમારા ભાવની

---

सा परानुरक्तिरीश्वरे शाण्डिल्यसूत्रे

२" भज सेवायाम् "
रतिर्देवादिविषया भावः ।

३ ' चेतस्तत्प्रवणं सेवा "
बीजभावे दृढे तु स्यात् त्यागात् श्रवणकीर्तनात्

વૃદ્ધિ કરનાર ભગવચ્છાસ્ત્રનિષ્ણાત, ભગવત્પ્રેમથી ભરપૂર અને લીલામાધુર્ય સમજનાર વકતા જોઇએ છે. તે શી રીતે ઓળખી કાઢવો? માટે બીજા વકતા સાથે તુલના કરીશું એટલે આ વકતા તમોને આપોઆપ જુદો જ માલૂમ પડશે.

વેદમાં એક શ્રુતિ છે. તેમાં જલના વીશ ભેદ કહ્યા છે. તે વીશ ભેદને આપણે દૃષ્ટાન્તમાં લેઇશું, તે રૂપક ઘણું જ ઉપયોગી છે. જલના ગુણો સાથે આપણે વકતાની કસોટી કરીશું. અને તે જે જલ કે જલાધાર જોડે બંધ બેશે તેમાં તેમને મુકીશું.

આ ભેદ આરંભ કરતા પહેલાં અમારે ખાસ એક વાત ઉપર ધ્યાન ખેંચવું છે. પ્રભુના ગુણોનો પાર નથી. પ્રભુના ધર્મ પ્રભુની લીલા વિગેરે પ્રભુરૂપ છે. અને તેથી જ પ્રભુની માફક તે નિરોધ કરે છે. તેમાં ઓછાવત્તી–ન્યૂનાધિકતા–થતી નથી. માટે પ્રભુના ગુણગાન કરનાર વકતા સારો હોય તો સારૂં શ્રવણ અને ગુણગાન કરે. ભાવની વૃદ્ધિ કરે, પણ ગમે તેવો નીચ વકતા હોય તો તેમાં રહેલી યોગ્યતા સારી નહિ હોવાથી તેમાં તે ભાવ સારો રહેતો નથી. તેથી કરી પ્રભુના ગુણગાનમાં કાંઇ વિકાર થતો નથી, પાત્ર ખરાબ હોવાથી જળને ખરાબ બનાવે છે. ભગવાન્ આકાશાદિ આધારમાં તે રૂપે રહે છે અને તે તે કાર્ય કરે છે. તેમ ભગવાનના ગુણ પણ તે તે આધારમાં રહી તે તે આધાર જેવા આપણા વ્યવહારમાં આવે છે. વકતાને વૈષ્ણવી દીક્ષા (બ્રહ્મસંબંધ) હોવું જ જોઇએ કારણ કે અવૈષ્ણવ વકતા હોઇ શકે નહિ. એ તો ધ્યાનમાં જ રાખવું.

## ગન્ધર્વ.

૧. **कूप्याभ्यः स्वाहा** પ્રથમ આપણે ગન્ધર્વનો વિચાર કરીએ. આપણે તો પૃથ્વી સ્વર્ગ વિગેરે સર્વ વકતાનો વિચાર કરવો છે. ગન્ધર્વ પ્રભુના ગુણગાન કરનારા છે. તેમાં જે સારા ગન્ધર્વ હોય તો તે સારા કુવાના જલ જેવા છે. જે વિષયાસકિતથી ગુણગાન કરનારા છે. તે નઠારા કુવાના જલ જેવા છે. કુવા બે પ્રકારના સારા, નઠારા, કોઈ કોઇક વખત સારા, અને નઠારા પણ છે. ઉપબર્હણ નામનો ગન્ધર્વ હતો. તેની આસકિત સ્ત્રીમાં અધિક હતી, ગુણગાન વખતે તેના સ્વચ્છંદાચરણને લીધે તેને વિશ્વસૃગ્ ઋષિનો શાપ થયો હતો. નારદના પૂર્વજન્મમાં તેમ જ શૂદ્રાવસ્થામાં પણ ઉત્તમ શ્રવણથી તેમને નારદપણું મળ્યું હતું. ચિત્રકેતુ ગન્ધર્વ પરમભગવદીય થયો હતો. તે ગુણગાનના જ પ્રભાવે ભક્ત થયો હતો.

માટે ગન્ધર્વમાં બે જાત–ઉત્તમ અને કનિષ્ઠ. ઉત્તમ ગ્રાહ્ય અને કનિષ્ઠનો ત્યાગ કરવો.

આતો સ્વર્ગની વાત થઇ પણ હવે પૃથ્વી ઉપરની વાત કરીએ. આપણને પુરાણીઓ દરેક મંદિરમાં વકતા જોવામાં આવે છે. તેનો વિચાર બીજા નંબરે કરીએ.

## પુરાણી-વ્યાસજી-ભટજી.

૨. **"कुल्याभ्यः स्वाहा"** નદીમાંથી જળ લાવવા માટે નહેરો કરવામાં આવે છે. નદીમાં જળ હોય તો જ નહેરોમાં આવે. માટે નહેરને પરંપરાનો સંબંધ સારો જોઇએ, તેવી રીતે પુરાણી જે ભગવચ્છાસ્ત્રને સમજનારા–શ્રીવાગધીશે કરેલા અર્થાનુસાર ભગવલ્લીલાને કોઈ ગુરુથી અથવા પિતાથી સાંભલી હોય. એવા, તેવી રીતે પરંપરાથી જેમણે શાસ્ત્રશ્રવણ કર્યું હોય તેવા પુરાણી આપણી ભાવવૃદ્ધિ કરી શકે છે.

---

१ कूप्याभ्यः स्वाहा ।

तदभिध्यानादेव तल्लिङ्गात् सः । ब्रह्मसूत्र

૩. **विकर्याभ्यः स्वाहा.** પણ જે પુરાણી સ્વાર્થી હોય, અને કોઇ પાસે ભણ્યા ગણ્યા વિના પોથી લેઈ બેશે તેથી આપણી સાર્થકતા કંઇ થાય નહિ! તેમાં વળી પુરાણી કે ગન્ધર્વ જો વિષયી કે લમ્પટ હોય અથવા તેનો ધંધો જ હોય, ભગવન્નામ વિક્રયી હોય તો તેવાના મુખથી શ્રવણ કરવાથી કંઇ ફળ ન મળે. ઉલટું **વિકર્યા**ના જલ જેવા બીજ–સંસારોત્પત્તિ–કરનારા નિવડે છે.

જેમ કેદારમાં (કાયડામાં) નહેરનું પાણી લેઈ જવાનો જે માર્ગ કરવામાં આવે તે **વિકર્યા** કહેવાય છે. તે ખેતરમાં જઇને જેમ ઉગેલા બીજને મોટું સંસારી વૃક્ષ કરે છે. તેમ વિષયી પુરાણી અને ગન્ધર્વ આપણા સંસારની મમતા વધારે છે. જે પોતે બંધાયો છે. તે બંધાયલાને શી રીતે છોડાવશે ! માટે તેવા તજવા.

## નીચ ગાયક.

૪. " **अवद्याभ्यः स्वाहा.** " હવે હર કોઇ ગાયકમાં જે કોઇ ગાયક કે વેશ્યા ગાયક હોય, અથવા વેશ્યાદિસ્ત્રીમાં આસક્ત ગાયક હોય. તે આખી રાત અને આખો દહાડો ભગવદ્‌ગુણને ગાય તે સાંભળવાથી કંઇ ભગવદ્‌ભાવની વૃદ્ધિ થાય છે? કંઇ પણ ન થાય. તે તો ભાવનો નાશ જ કરે. તે ગાયકો ગર્ત એટલે ખાડાના જળ જેવા છે શાસ્ત્રમાં "**तस्मात् प्रदरकं नाचामेत्**" શ્રુતિથી પ્રદર એટલે ગર્તના જલનો નિષેધ છે. તેમ આ ભાવ ગર્ત–ખાડાના–જલના જેવા ભાવવાળો છે.

૫. "**खन्याभ्यः स्वाहा**" જેમ આપણે હાથ પગ ધોવા, કોગલા કરેલા જલને ભરવા માટે ખાડા (ખાળકૂંડા) કરીએ છીએ. તે જળનો એક પણ છાંટો આપણને અપવિત્ર કરે છે. તેમ **નીચ** જાતિપાસે ગુણગાન સંભળાય નહિ, કેટલાક નીચ જાતિપાસે ભગવાનનાં કીર્તન સાંભળી તે દ્વારા કૃતાર્થ માને છે. તે તેમની ભુલ છે. નીચના મોઢામાંથી પણ ભગવાનનું ગાયન છે ને? એવી દલીલ કરે છે. તે ખોટી છે, તેનો ભાવ ખાળકુંડાના જળ જેવો હોવાથી તેના મુખનું શ્રવણ તમને ખાળકુંડાના જળની માફક અપવિત્ર જ કરશે.

## પંડિતજી.

તમને ઘણા પંડિતો વ્યાખ્યાન કરનારા મળશે તેથી તેનો વિચાર પણ કરવો જોઇએ. પંડિતોમાં પાંચ ભાગ પાડીશું.

**પંડિત.**

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| ભગવચ્છાસ્ત્રતત્પર | ગંભીર–સંદેહવારક | પ્રેમયુક્ત | અલ્પશ્રુત–પણ પ્રેમવાળા | કર્મશુદ્ધ અલ્પ શ્રુતભક્તિ |
| ( મધ્યમ ) | ( મધ્યમ ) | (બેગુણ સાથે) ( ઉત્તમ ) | ( **कनिष्ठ** ) | ( **कनिष्ठ** ) |

૬. **हृद्याभ्यः स्वाहा** પણ્ડિત એટલે સમજ્યા? પણ્ડા એટલે બુદ્ધિ, પોતાનો અભીષ્ટ અર્થ હોય તે અર્થને ગ્રહણ કરવાની બુદ્ધિ હોય તે પણ્ડિત કહેવાય, ભગવચ્છાસ્ત્રનો અભીષ્ટ અર્થ દર્શાવનાર શ્રીવાગધીશ છે, તે શ્રીમહાપ્રભુજીની વાણીનો બરોબર અભ્યાસ કર્યો હોય તો જ તેને સમજાય, આપણે સુબોધિની–નિબંધાદિના અભ્યાસ કરનારનો વિચાર આગળ કરીશું.

જેમ હ્રદનું પાણી-શીતલ હોય છે ગંભીર હોય છે. સ્નાન-પાન-આચમનમાં ઉપયોગી છે તેમ આ ભગવચ્છાસ્ત્રમાં તત્પર પંડિત સારા છે. પણ તે શાસ્ત્રમાં જ તત્પર છે. ભગવત્પ્રેમ હજુ બાકી છે માટે શાસ્ત્રમાં તત્પરતાથી તેમને મધ્યમ કોટીમાં લઇશું. અને તેમનો ભાવ તેટલામાં સારો ગણીશું.

૭. "**सुधाभ्यः स्वाहा**" તેમાં વળી જે ગંભીર પંડિતો સન્દેહને દૂર કરનારા છે. શિષ્યની યોગ્યતા જોઇને તેમના અધિકાર પ્રમાણે જ તેટલો જ બોધ આપે. સર્વશાસ્ત્રાર્થ ઠાલવી ન દે, એવા ગંભીર હોય છે, માટે તે સારૂં સ્વાદુ-સારા ગુણવાળું જેમાં ઉદ એટલે જલ છે તે સૂદ કહેવાય. તેવા સ્વાદુ જલ જેવા સારા ગણાય. પણ શાસ્ત્ર જ્ઞાન જોડે આપણે ભગવત્પ્રેમ જોઇએ. તે વસ્તુ તો આગળ આઠમામાં જે બતાવામાં આવશે તેમાં તે હોવાથી આ ભાવ સારો ગણીને તેને આદ્ય છે એમ કહીશું અને મધ્યમ કોટીમાં મુકીશું. છઠ્ઠા ભેદ કરમાં આ પંડિત સન્દેહ દૂર કરનાર અને ગંભીર હોવાથી ઉત્તમ છે. (મર્યાદા છે.)

૮. "**सरस्याभ्यः स्वाहा**" હવે પંડિતોમાં ઉત્તમ ભાવ અમે કહીએ છીએ. આ ભાવવાલા પંડિત સરોવરમાં જેમ કમલ હોય છે તેવા કમળથી ભરેલા જલવાળા સરોવરો જેવા આ પંડિત છે. આ પંડિતમાં શાસ્ત્રજ્ઞાન, છે સંદેહવારક, છે. અને ભગવાન્‌માં પ્રીતિ છે. આવા પંડિતો આપણને જરૂર સાર્થક કરે, પ્રભુના પ્રેમ સાથેનું શાસ્ત્ર શ્રવણ કંઈ ઓરજ રંગ ચઢાવે છે. તેથી કમળ વાળા સરોવરની જોડે સરખાવ્યા છે તે યોગ્ય જ કર્યું છે. આપણી કહેવત છે કે સોનું અને સુગંધ સાથે જ રહે તો કેવું સારૂં થાય-તેવું આ પંડિતમાં હોય છે.

૯ "**वैशन्तीभ्यः स्वाहा**" જેમનું શાસ્ત્ર શ્રવણ અલ્પ છે. પણ ભગવદ્વિષયક પ્રેમ પણ અલ્પ છે. તે અલ્પ સરોવર જેવા છે. નાના જલાશયમાં ભેંસ કે પાડા પડે તો તે જલ-ડોલીને મેલું કરી દે છે. તેવી રીતે શાસ્ત્રજ્ઞાન ન હોવાથી તેમ પ્રેમ પણ અલ્પ છે તેથી ખરેખર તેમને વિજાતીયના (અન્યમાર્ગીયના) સમાગમમાં આવતાં તેમનો ભાવ બગડી જાય છે. કારણ કે શ્રીમહાપ્રભુજીની વાણીનો યથાર્થ રહસ્ય સમજેલો નહિ હોવાથી તેમજ પ્રેમ પણ યથાર્થ નહિ હોવાથી તે અન્યના ફંદામાં જલ્દી આવીને તેમનો ભાવ બગડે છે. તેવા વકતા આપણું કંઈ પણ ધોળી નહિ શકશે માટે એવા પંડિતને કનિષ્ઠ જ ગણીશું.

૧૦ "**पल्वल्याभ्यः स्वाहा**" હજુ આપણે કોષ્ટકમાં બતાવ્યા પૈકી પાંચમા વર્ગના પંડિત રહ્યા. તેમને પ્રેમ અને ભગવચ્છાસ્ત્ર અભ્યાસ અલ્પ છે. પણ નવમા કરતાં વધારો એ છે કે તે કર્મશુદ્ધ છે. કર્મશુદ્ધ બે પ્રકાર થાય. ભગવાનને સર્વ કર્મ અર્પણ કરે અથવા કર્મનો (નાશ) નિર્હાર કરવાને કર્મ કરે. લોકૈષણા-વિત્તૈષણા-દારૈષણા-આ ત્રણ ઇષણાનો ત્યાગ-કર્મ કરવાથી થાય છે. એવું [1]શાસ્ત્ર વચન છે. આવા પંડિતો પલ્વલના જલ જેવા છે, ખાબોચીયાના જલ જેવા છે. કર્મ શુદ્ધ હોવા છતાં તેમાં પ્રેમ શાસ્ત્રશ્રવણ બન્ને અલ્પ હોવાથી અલ્પ જલાશયના જલને જેમ પાડા-કે ભેંસ અંદર પડીને તેના જલ ડોળી નાંખે છે. તેમ આ પંડિતનો ભાવ અન્યના આક્રમણથી કે અન્યના સમાગમથી ભ્રમિત થાય છે. આપણે આવા પંડિત ખપતા નથી માટે તેમને પણ કનિષ્ઠ વર્ગમાં મુકીશું.

---

[1] "कर्मणा कर्मनिर्हारः"

## યોગી

૧૧. "**वर्ष्याभ्यः स्वाहा**" તમને યોગી વકતા મળે તો શું કરવું ? તેમની પણ હવે પરીક્ષા કરીએ ? જે યોગ ભકિતસાધક હોય છે. તેની જ વાત કરીશું બીજા હઠયોગ ઇત્યાદિની જરૂર નથી, જે યોગ શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં આજ્ઞા કહ્યા છે. તે ગ્રહણ કરવો. હાલ તો એટલું જ કહીએ છીએ કે-જે યોગ ભકિતસાધક હોય તેનો વિચાર છે.

યોગી સ્વતંત્ર હોય છે. તેઓ ભગવલ્લીલા વિગેરેનું ધ્યાન પણ ધ્યાનધારણામાં કરતા હોવાથી તે ભગવલ્લીલાનું ગાન કરી શકે છે પણ તે સ્વતંત્ર છે, તેથી વરસાદનું જળ જેમ જ્યાં પડે ત્યાં જ ગુણકારી છે તે ચાર માસમાં પોતે જલાશયને ભરે છે તેવી રીતે તે યોગી કોઈ વખત જ કાઇને જ ફલદાયક નીવડે છે. કુયોગીની આ વાત જ નથી. **विदुरकाष्ठाय मुहुः कुयोगिनाम्** પ્રભુ કુયોગિથી તો સો ગાઉ દૂર છે. પણ સારા યોગી હોય તો તે કૃતાર્થ કરે. પણ કોઈકને જ કોઇ વખત જ તે લાભકારક છે. માટે સર્વોપયોગી તો નથી, જેને લાભકારક છે તેને માટે તે મુબારક હો. "**यतः सन्धार्यमाणायां योगिनो भक्तिलक्षणः**" ॥ "**चतुर्भुजं कञ्जरथाङ्गशङ्खगदाधरं धारणया स्मरन्ति**" ॥

## તપસ્વી

૧૨ "**अवर्ष्याभ्यः स्वाहा**" । હવે આવ્યા તપસ્વી. શરીરેન્દ્રિયને તપાવે, કૃચ્છ્રચાન્દ્રાયણાદિ અનશન વ્રત કરે, સેશ્વર સાંખ્ય જ્ઞાનવાલા તે તપસ્વી હોય, તપ વિગેરે શરીર શોષણ આદિનો વિચાર આપણે પ્રકૃતમાં ઉપયોગી નથી, આવા વકતા પરસેવાના જલબિન્દુ જેવા છે. તે જેમ જેને પસીનો આવ્યો તેને ઠંડક-શાંતિ-ગુણકારક છે, તેવી રીતે આ તપસ્વી પોતાનું કલ્યાણ ભલે કરે, પણ તે વકતા ભગવદ્‌ગુણુનાગાન ગાઈ આપણું કાર્ય સાધે નહિ. તેમ ભક્તિભાવ પણ પ્રકટાવી ન શકે. માટે તે આપણે માટે નિરૂપયોગી છે. તપ સારૂં છે. અને તે તપસ્વીને જ મુબારક છે. તેમાં અમારી જરાય ના નથી.

## કૃપાપાત્ર ભક્ત.

૧૩ "**ह्रादुनीभ्यः स्वाहा**" હવે ભગવત્કૃપા વાળાની વાત કરીએ. પડતું એટલે ચારે તરફ જેનો હ્રાદ-શબ્દ-જાય છે તેવા પડતા જલના જેવા આ ભકતો છે મધુર અને મનોહર જલ આ હોય છે. દેખાવ પણ સુંદર હોય છે એવું આ ભગવદીયોનું વચન છે. આ ભગવદીયનું જ્ઞાન ભગવાનની કૃપાથી થયેલું વા મોટાના અનુગ્રહથી થયેલું છે, તે અલૌકિક અર્થપ્રકાશક જ્ઞાન હોવાથી લોકથી વિલક્ષણ હોય છે. સામાના જ્ઞાનનો પ્રત્યાભાસ હોવાથી અધિકારીના જ્ઞાનની તે કસોટી કરી તે ભગવદ્‌ગુણગાન-કીર્તન કરે છે. અને તે ઘણાજ ઉપયોગી થઇ પડે છે માટે તે આપ્ત છે. જેમ આપ્તવાકય આપણું કામ સાધે છે તેમ આ કૃપાપાત્ર ભગવદીયો આપણું કલ્યાણ જ કરે છે. માટે આવા ભગવદીઓ મળશે. અને તેમની શોધખોળ કરતા રહેશો.

## અહંકારી-ઉપાસક.

(૧૪( "**पृष्वाभ्यः स्वाहा**" હોમથી આકળથી, બાઝેલા જલ તે પૃષ્વા જલ કહેવાય. શ્રૌત અને પૌરાણિક બે પ્રકારના દેવોની જે ઉપાસના કરે છે. આ ઉપાસના શિવની અગ્નિની-દુર્ગાની-ગણુપતિની હોય કે ગમે તેની હોય. તેની અમારે પંચાત નથી, પણ તે ઉપાસનાથી જે

ફલ મલ્યું હોય તે કોણે અપાવ્યું, તેનું ભાન તે નથી રાખતો. ગીતાજીમાં સર્વ ફલને તે તે દેવતાઓ દ્વારા પ્રભુજ શ્રીકૃષ્ણ અપાવે છે. એવું ભાન ભૂલી જાય છે. ભાન ભૂલે એટલું જ નહિ ઉપરાંત પોતે પણ અહંકારી બને. મેં આ બલ મેળવ્યું છે તેથી હું બલવત્તર છું. તેથી નીહારનું જલ જેમ નિરુપયોગી છે તેમ આવા અહંભાવુકનો ભાવ આપણે ઉપયોગી નથી.

## મર્યાદા ભક્ત.

૧૫ "**स्यन्दमानाभ्यः स्वाहा**" (મર્યાદા) વર્ણાશ્રમ ધર્મયુક્ત નવધા ભક્તિમાર્ગ પાળનાર આ પંદરમા ભકત છે. તે ભકત ઝરણાના જલ જેવા સારા છે આ જલ જેમ સ્નાન–પાન–આચમનમાં ઉપયોગ અને ભૂમિને શીતલ કરે છે–તેવી રીતે આ ભગવદીય–દર્શન કરનારને શ્રવણ કરનારના તાપને હરી શીતલ કરે છે. પોતાને પણ કૃતાર્થ કરે છે" માટે ગ્રાહ્ય છે. આમાં કંઇક વૃદ્ધિ અને ક્ષય છે ઝરણામાં પાછળના જલના જોર પ્રમાણે વૃદ્ધિ ક્ષય થાય જ. તેમાં આ મર્યાદા ભકતમાં સંગ રંગ પ્રમાણે વૃદ્ધિક્ષય થાય, પણ તે ઉપયોગી છે.

૧૬ "**स्थावराभ्यः स्वाहा**" હવે તમને વૃદ્ધિક્ષય વગરના કહું. (**મર્યાદામાં** આ ભકત) રહેનાર છે. આ જલ સ્થાવર જલ જેવા છે જ્યાં છે. ત્યાં જ આ જલ સ્થાવર છે. ઉપયોગિ છે, ઝરણાની માફક આગળ પાછળ–દૂર–જઇને ઉપયોગિ ન જ થાય. પણ નવધા ભક્તિમાર્ગના સાધનથી આ ભકતે ભક્તિનો માર્યાદિક રીતિથી સંગ્રહ કર્યો છે. તે ત્યાં પાસે જાય તે વખતે તેમની પાસે જેવો સંગ્રહ તેટલા તે ઉપયોગી છે. વિશેષ અનુગ્રહ કરી દઇ તમારો ઉદ્ધાર કરી દે, એવી આશા તો નજ રખાય. માટે આ કક્ષાને પણ જાણી તેનો સંગ કરવો તેમને મધ્યમ કહીશું.

## અનેક જન્મથી સંસ્કારી.

૧૭ "**नैदेयीभ्यः स्वाहा**" અનેક જન્મથી ગુણદોષ પ્રાપ્ત થાય છે. કારણ કે જે દેશ જે કાલ જેવાં કર્મ તેવા ગુણ દોષ વિગેરે તેમને તે તે જન્મમાં સંગ્રહ થાય છે. ગુણથી વૃદ્ધિ અને દોષથી ભાવ ક્ષય થાય છે. દુષ્ટસંગ–દુષ્ટદેશ–દુષ્કાળથી પણ તેમનો ભાવ ક્ષય થાય છે સત્સંગાદિથી વધે પણ ખરો. આમ છતાં નિરંતર ઉદ્‌ગમવાળા છે પાછલ કંઇક કંઇક ભાવ પોષણ થયા કરે છે આવા ભકતો જ્યારે વૃદ્ધિમાં હોય ત્યારે સારા. ક્ષય ભાવ વખતે નકામા. નાની નદી જેવા છે. વૃદ્ધિ હોય ત્યારે સારી, શુષ્ક હોય તો, કે અલ્પજલવાળી હોય તો તે નકામી. નદીઓ કેટલીક સ્વભાવથી દુષ્ટ હોય છે. જેમકે "કર્મનાશા" કેટલીક સ્વભાવથીજ શુદ્ધ હોય છે જેમકે **ગંગાજી**. તેવી રીતે આ ભાવ પણ પરીક્ષા કરી સમાગમ કરવો. આ વૃદ્ધિક્ષય હોવાથી સારા અને સાધારણ બન્ને કહેવાય, સારા હોય તો ઉત્તમ નદી જેવા, સાધારણ હોય તો સાધારણ નદી જેવા–જાણવા.

## મહાભક્ત.

૧૮ "**सैन्धवीभ्यः स्वाहा**"–હવે સિન્ધુ જેવા મહનદની જોડે સરખાવતા એક ઉપયોગી ભકતની વાત કરું છું. વૃદ્ધિક્ષય વગરના સ્વતંત્ર અને નિરંતર કંઇક વૃદ્ધિ–ઉદ્‌ગમ–ભાવનો વધારો જ કરનારા અનેક જન્મથી સારા સંસ્કારી નિવડેલા હોય તો તેમનો ભાવ સિન્ધુ જેવો મહાન્ છે, આ જલ જે સારા વ્યવહારમાં આવે છે. સર્વ પ્રકારે ઉપયોગી છે. તેમ આવા સંસ્કારી પુરુષો જરૂર આપણા ભાવને વધારશે જ માટે તેમનો સંગ કરવો. ગંગાજી જેવાનું જલ આપણે ઘેર

---

" **यद्यद्विभूतिमत्सत्वम्** " **गीताजी.**

આણીએ તો પણ પવિત્ર કરે છે અને ઉપયોગિ છે, તેવી રીતે જરૂર આ ભક્તના વચનામૃતો કૃતાર્થ કરે. ઘર પણ પાવન કરે.

## પરમભગવદીય.

૧૯ **"સમુદ્રિયામ્યઃ સ્વાહા"** હવે મહાન્ વ્યક્તિઓનો વિચાર આવ્યો. જેમને આપણે સમુદ્રની જોડે સરખાવીશું. જેવાકે શેષ, **સંકર્ષણ** સનતકુમારને ઉપદેશ આપ્યો હતો, **વ્યાસ** ભગવાન્ બાદરાયણ અષ્ટાદશ પુરાણના રચનાર, એટલે ભગવાનના જ્ઞાનાવતાર, જેમણે સમાધિથી ભગવત્‌ના સ્વરૂપનો અનુભવ કરીને ભાગવત કહ્યું. અને શુકને ભણાવ્યું, અગ્નિ પુરાણવકતા **અગ્નિ.** વાયુપુરાણવકતા **મારુત,** રહૂગણને ઉપદેશ આપનારા **જડ, નારદ**પણ પ્રસિદ્ધ જ છે, જે નારદ સનત્કુમારશિષ્ય પ્રાચીનબર્હિના ગુરુ છે. **મૈત્રેય** વિદૂરને ઉપદેશ આપનારા છે. અને બીજા શિવ વિગેરે પણ ભગવદીય છે. સમુદ્રનું જલ જેમ ગંભીર, ડોલી શકાય નહિ એવું, રત્નને ઉત્પન્ન કરનાર છે, તેવી રીતે તેમનો ભાવ ગંભીર, કોઇનાથી ડગાવી ન શકાય, અને નાના પ્રકારના ભાવવાળું હોય છે તેમનામાં ભગવદ્‌ગુણો પણ ઉત્તમ હોય. તેમનો સંગ તો કરેલો ફ્લે તેમની સેવા પણ ફ્લે. એમનો સ્વરૂપથી અને ફ્લથી સમાગમ ઉત્તમ છે.

## ભગવાનને ગુણાદિથી મિશ્રવર્ણન કરનાર ભગવદીયો.

પુરાણપ્રસિદ્ધ ભગવદીયો પણ આ સમુદ્ર જોડે સરખાવી શકાશે. કારણ કે સમુદ્રના સાત ભેદ છે. તેવી રીતે સાત ભગવદીય આપણને જુદા મળી આવે છે. જેમકે ૧ **વાલ્મિકી**એ રામાયણમાં મર્યાદા પુરુષોત્તમ પ્રભુના ગુણોને લોકમિશ્ર ભાવોને ભેળવીને વર્ણવ્યા છે. જેમકે રામચંદ્રજીએ સીતાજીના વિયોગના તાપકલેશથી રૂદન કર્યું આદિ. ૨ **શિવજીએ** આધ્યાત્મિક રામાયણમાં વેદમિશ્ર રામચંદ્રજીના ગુણોને વર્ણવ્યા. ૩ **પરાશરે** વિષ્ણુ પુરાણમાં ભગવાનના સત્વમિશ્ર ગુણોને વર્ણવ્યા. ૪ **મનુએ** મનુ સ્મૃતિના આરંભમાં રજોમિશ્ર પ્રભુના ગુણોને વર્ણવ્યા. ૫ **વાયુએ** વાયુ-પુરાણમાં શિવરૂપે જ પરબ્રહ્મને વર્ણવ્યા. ૬ **સંકીર્ણપુરાણના વકતાઓને** છઠ્ઠા નંબરે ગણવા. આ છએ નંબરને આપણે અનુક્રમે ૧ ક્ષાર-૨ આમ્લ-૩માદન-૪ અવ્યકત મધુર-૫ સ્નેહવ્યકત-૬ મધુરગુણક છે. તેવી રીતે છએનો ભાવ પણ તેવા જલના જેવો જ ગુણવાળો જાણવો.

## પૂર્ણ સર્વથી ઉત્તમ ભગવદીય.

હવે ઉત્તમ શુદ્ધોદ સમુદ્ર બાકી રહ્યો. તેને આપણે અમૃત સમુદ્ર જોડે સરખાવીશું. વિચક્ષણ ભગવદીયો પ્રભુને ગુણાતીત-લોકવેદગુણથી પણ અતીત, સચ્ચિદાનંદરૂપે, વર્ણન કરે છે. પરાત પરપ્રભુ જેવા છે તેવાજ સ્વરૂપે વર્ણન કરનાર ભગવદીયો અમૃત સમુદ્ર જેવા છો. આવા ભગવદીયોનો સંગ બહુજ દુર્લભ છે. શુદ્ધોદ સમુદ્રનો અર્થ આપણે અમૃત સમુદ્ર કરીએ છે, તે ગોગ્ય છે તે ઉપર ગો. શ્રીપુરુષોત્તમજીની ટીકામાં વારાહપુરાણનું વચન આપ્યું છે. માટે આવા ભગવદીયના વચનામૃત માટે આપણે ખાસ યત્ન કરવો. તેમની વાણી ગ્રન્થરૂપે બિરાજતી હોય તો પણ તે આપણે સત્સંગરૂપે તેનું મનન કરીએ તો પણ આપણને ફ્લરૂપ થાય છે. માટે શ્રીમહાપ્રભુજીની વાણીથી કોઇ પણ વાણી અધિક ભાવોદ્બોધક નથી. માટે આપણે તેજ અમૃત સમુદ્રના જેવી વાણી ગણીને અત્યારે આપણે માટે શ્રેયસ્કર છે.

ભગવાન્ જ્યારે ઉદ્ધાર કરવાની ઇચ્છા કરે છે. ત્યારે જીવના કરેલાં પાપ સામું તે જોતા નથી. ભગવાન્ આ જીવને કોઇ મહા ભગવદીયદ્વારા ઉદ્ધાર કરાવાની ઇચ્છા

થતાં આવા ભગવદીયનાં વચનામૃતનો લાભ કરાવે છે. જેમ ષષ્ઠ સ્કંધમાં અજામિલને લાભ મળ્યો હતો. દૂતોનું વાક્ય તે અજામિલે સંવાદરૂપે મરતાં મરતાં સાંભળ્યું. તેટલામાં જ તેને યથાર્થ લાભ થયો. જ્ઞાન–ભકિત થયાં અને તેનો ઉદ્ધાર થયો. માટે ભગવાન્‌ને ઉદ્ધાર કરવો હશે. તો શ્રીમહાપ્રભુજીનાં વચનામૃત કે વેણુનાદ પણ શ્રવણ થયા વિના નહિ રહે. આ શ્રવણને બિન્દુપાન જેવું ગણી આ બિન્દુપાન પણ અમૃત છે. તે ભૂલશો નહિ. આ બિન્દુ આ જન્મમાં કે બીજા જન્મમાં કૃતાર્થ કરે છે અજામિલની માફક ફક્ત દોષનું ભાન થઇ સન્માર્ગનું જ જ્ઞાન થાય ત્યારે બિન્દુપાન જેવું ગણાય જ્યારે ભકતને ઉદ્દેશીને જ વેણુનાદાદિનું શ્રવણ થાય ત્યારે તો અમૃતનું લેહન એટલે આસ્વાદ થાય છે. આસ્વાદથી રાગ અને અજ્ઞાન જતાં રહે લીલાનો આનંદ થાય છે. સ્વરૂપાત્મક લીલાત્મક ઉભય પ્રકારનો અનુભવ આ ભાગ્યશાલી ભગવદીયને થાય છે. અર્થાત્ જ્યારે સર્વ દોષ નિવૃત્તિ પૂર્વક પરમાનંદની પ્રાપ્તિ થાય ત્યારે અમૃતનો આસ્વાદ કર્યો કહેવાય. રાગનિવૃત્તિ પ્રાચીન-બર્હિષરાજાને થઇ હતી, તે પણ ભગવદીયના વાક્યથી જ. રહૂગણની અજ્ઞાનનિવૃત્તિપણ પૂર્ણ ભગવદીય ભરતના ઉપદેશથી જ. વિદૂરને દ્વેષનિવૃત્તિ પણ તેજ રીતે થઈ હતી.

૨૦ **सर्वाभ्यः स्वाहा** હવે છેલ્લો સાધારણ ભાવ બાકી રહ્યો. તે તે જલ જેવા જેવા પાત્રમાં ઉધૃત કર્યું હોય તેવું તેવું દેખાય, તેવું શુદ્ધ કે અશુદ્ધ ગણાય જ્યારે તે જલ ભૂમિ ઉપર પડે ત્યારે જ્યાં પડે ત્યાં જ તે આર્દ્ર કરે છે જ્યાં પડે ત્યાં દોષ કરે કે ગુણ કરે, તે નક્કી ન કહેવાય, તેવી રીતે પાછલા ગણાવેલા જલો પૈકી જે જલ ઉધૃત હોય તે પાત્રાકાર અથવા પોતાના મૂલ સ્વભાવને અનુસારી ગણાય છે. માટે તે ભાવ ગ્રહણ કરવા જેવો નથી, ગુણ કરે કે દોષ કરે તે નકી નથી. આ પ્રમાણે, આપણે પાછલ કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે વીશ ભાવો વર્ણવ્યા. તે ભગવાનના ગુણો તો શુદ્ધ જ છે. પણ તે તે વકતાના હૃદયરૂપી પાત્રમાં જવાથી તેવા થઈ ગયા છે.

માટે તમે સત્સંગ કરતા પહેલાં તમે કેવા વક્તા પાસે તમારી આધ્યાત્મિક જીન્દગી સોપો છો તેનો જરૂર વિચાર કરશો. વિચાર કર્યા વિના કરેલા સંગથી દુઃસંગ થાય અને આપણું હોય તે પણ જતું રહે, માટે શ્રીબાલકૃષ્ણ પ્રભુ આપણને ઉત્તમ ભગવદીયોનો લાભ અપાવે એ કહી આ જલભેદ વ્યાખ્યાન પૂર્ણ કરીએ છીએ.



**श्रीकृष्णः**

## તમે કયાં ઉભા છો ?

### સંગ્રાહક—ચીમન શાસ્ત્રી.

તમે તમારી સ્થિતિ વિચારી ? તમે તમારી આગળ પાછળનું હાલનું વાતાવરણ તપાસો. પછી જુઓ કે તમે કયાં ઉભા છો. તમારી આગળ અધર્મના મહાન્ ડુંગર ખડકાઈ રહ્યા છે. ધર્મ પાછળ રહી હસે છે અને જુએ છે કે મારી સહાય માગે છે ? કે નહિ. આ દૈવી જીવને અધર્મના હિમાલયમાં ગળી જવાનો ભય ઉભો થયો છે. વિચારહીન આસુરી જીવોને હિમાલયમાં ગળી ગએલા આ જુવે છે. બોલે છે કે–મારી પણ આ દશા ! ધર્મ અને અધર્મની સંપત્તિ વચ્ચે ઉભેલા આ જીવને કોણ સાહાય્ય આપે ! પોકારે છે કે–આ બરફમાં ગળી જાઉં છું મને ઉગારો ? આન્તરમાં અવાજ આવે છે કે જા સત્સમાગમ કર, સન્માર્ગ સુઝશે, તુરત સત્સંગાર્થ વક્તાને ખોળે છે.

ગોસ્વામિકુલભૂષણ વિદ્વદ્રત્ન શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રીએ સં. ૧૯૮૭ ની સાલમાં સેવાફલ, જલભેદ, પંચપદ્ય વિગેરે ગ્રન્થો ઉપર પ્રવચન શરૂ કર્યાં હતાં. આ પ્રવચનોથી સુરતની વૈષ્ણવ પ્રજા ઘણીજ આનન્દિત થઇ હતી, અને આ ભાવગાહી વચનામૃતો ઘણા સમય સુધી ચાલ્યાં, અને તેનો લાભ પણ સારી સંખ્યાએ સારા રૂપમાં લીધો. સુરતના વૈષ્ણવોને સામ્પ્રદાયિક વ્યાખ્યાનના શ્રવણની અભિલાષા ઘણા વખતથી હતી, અને તે માટેની માગણી વારંવાર થતી હતી. આ સમયે સુરતમાં ...ં ઉપયોગિ પ્રવચનો થયાં અને થશે. આવા વચનામૃતથી કેવો અને કેટલો સુંદર લાભ થયો છે તેના અનુભવ કરનારા તો અવશ્ય જાણે છે; પણ જે આ લાભથી વઞ્ચિત થયા હોય તેમના ...ગળ હું માધુર્યનું પુરેપુરું શું વર્ણન આપું ? પણ આવા વચનામૃતના સતત પ્રવાહથી તમા... ...૦ દિવસનો કોઈ એક દિવસ જરૂર યાવજ્જીવનનો પ્રકાશક બની જાય, એમ તો હું ખાત્રી... ...ને કહી શકું છું, કારણ કે તે સમયની તે ઘડીના તે અક્ષરો જ તમારા હૃદયમાં સોંસરા ઉતરી જઇ ઉદ્ધારક બને છે. શ્વેતકેતુને એક વાત નવ વાર ઉપદેશી, બ્રહ્મસ્વરૂપ સમજાવ્યું. "એ ઓળખવાથી સર્વ કંઇ જણાઇ જાય છે" એ તત્ત્વને તે સમજ્યો. વિદુર અને મૈત્રેયનો સંવાદ થયો વિદુરમાં મૈત્રેયનું જ્ઞાન સોંસરું ઉતર્યું, મૈત્રેયમાં વિદુરની ભક્તિ ઉતરી આવી, ઉદ્ધવજીને સન્માર્ગનો ઉપદેશ આપવા બાકી રાખ્યા. આવાં સેંકડો દૃષ્ટાન્ત આપણને શું શીખવે છે ? કે વક્તામાં જેવું જ્ઞાન હશે તેજ તમારામાં ઉતરશે. માટે વિચારીને વક્તા પાસે જશો તોજ **તમારું સાર્થક કરશો, ભૌતિકવાદ છોડી દેશો, જડવાદ છોડી દેશો, બ્રહ્મવાદ કે નિર્ગુણ માર્ગ જડી આવશે.**

શ્રીભગવદીયચરણાનુરાગી

લિ૦ **ચીમનશાસ્ત્રી.**



## શ્રી. બા. શુદ્ધાદ્વૈત મહાસભા માટે બે બોલ.

વૈષ્ણવ બંધુઓ તથા બ્હેનો ?

આપ શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભાના સભાસદ છો ? જો ન હો તો જરૂર આજેજ તમારું નામ નોંધાવશો. આ શુ. મહાસભા પોતાના સભાસદને પ્રાચીન અતીવ ઉપયોગી પુસ્તક પ્રકાશ કરીને ભેટ આપે છે, તે ઉપરાન્ત ચિત્રજી વિગેરે આપી તમારા લવાજમની સાર્થકતા કરે છે સુરત તથા બીજા આખા ભારતના અનેક ગામડાંમાં આ મહાસભા સેન્ટર ખોલી પરીક્ષાઓ લેઇ પ્રતિવર્ષ ત્રણસોથી ચારસો યુવકોને સામ્પ્રદાયિક જ્ઞાનવાળા તૈયાર કરે છે. પરીક્ષામાં ભારે ઇનામ અપાય છે, આ ઉપરાન્ત આ મહાસભા **શ્રીબાલકૃષ્ણ ગીર્વાણ વિદ્યાલય નામની સંસ્કૃત પાઠશાળા** ચલાવે છે તે ગોસ્વામી શ્રી ૬ શ્રીવ્રજરત્નલાલજી મહારાજે તા. ૧૮-૫-૧૫ને દિને સ્થાપી હતી, જેને આજ સોળ વર્ષ થયાં આપશ્રી ચલાવતા હતા, તેનો વહીવટ શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા (સુરત) તરફથી તા. ૧-૮-૩૧થી પોતાને હસ્તક લેવામાં આવ્યો છે. એ પાઠશાળામાં પુષ્ટિમાર્ગીય (સાંપ્રદાયિક) જ્ઞાન, તેમજ ન્યાય, વ્યાકરણ, સાહિત્ય વગેરેનું સંસ્કૃત જ્ઞાન તદન મફત અપાય છે. અત્યાર સુધીમાં કલકત્તા, કાશી વગેરેની પરીક્ષામાં ઘણા વિદ્યાર્થીઓ પાસ પણ થયા છે અને ડીરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશને

(કેળવણીખાતાએ) મંજુર કરી છે, અને ગ્રાંટ પણ આપે છે. કેળવણીખાતાના તેમજ અન્ય વીઝીટરો તરફથી સંતોષકારક કામ જણાવવામાં આવ્યાં છે. હાલ આ પાઠશાળામાં શીખતા વિદ્યાર્થીઓની સંખ્યા સારા રૂપમાં છે. પાઠશાળાને અંગે એક બોર્ડિંગ પણ છે, તેમને ભોજન વિગેરે સર્વ વિના મૂલ્યે અપાય છે. તે ઉપરાંત કૉલેજના તથા હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ પણ અહીં સંસ્કૃત શીખવાનો લાભ લે છે.

**વૈષ્ણવો માટે ખાસ વર્ગ**—ખરૂં જોતાં તો દરેક મહાસભાના સભાસદ તેમજ દ ષ્ણવ ગૃહસ્થ પોતાના બાળકોને વ્યાવહારિક કેળવણી ઉપરાન્ત ધાર્મિક કેળવણી આપવા માટે પોતા ાસ લક્ષ રાખે એ હેતુથી આ વર્ગ ચાલે છે.

**મદદની જરૂર:**—આ પાઠશાળા તથા બોર્ડિંગને અંગે અનાજ રોકડ, પુસ્તકો વગેરે દરેક કારની મદદની ખાસ જરૂર છે. તેમજ બોર્ડિંગ માટે એક સગવડ ભરેલા મકાનની, નાની લાયબ્રેરી છે તેમાં જોઈતાં પુસ્તકો વધારવાની, તથા કેટલાક ફર્નિચરની જરૂરીઆત પુરી પાડવાની વ્યવસ્થા જેમ જલદીથી થાય તેમ કરવાની છે, સંસ્થા સારા પાયા પર ચાલે છે. દેહનિર્વાહ પૂરતી વિદ્યાના દાનમાં લોકો જ્યારે લાખો રૂપીઆ અર્પણ કરે છે, ત્યારે આત્મોન્નતિ સાધનારૂં ધર્મ શિક્ષણ આપનાર આ વિદ્યામંદિરને આદર્શરૂપ બનાવવા માટે વૈષ્ણવ સજ્જનોથી જેટલી મદદ અપાય તેટલી ઓછી છે એ કહેવાની જરૂર રહેતી નથી. માટે સાંપ્રદાયિક જ્ઞાન આપનારી આ એકજ સંસ્થા છે એ લક્ષમાં રાખી વૈષ્ણવ બંધુઓ પોતાની સૌથી પહેલી ફરજ સમજી પોતાનાથી બનતી મદદ ઉદાર દિલથી આ સંસ્થાને આપે એવી આગ્રહપૂર્વક વિનતિ છે.

આ મહાસભાદ્વારા વ્યાખ્યાનો વારંવાર ગોઠવવામાં આવે છે આવા ઘણા લાભો તમારા પૈસાથી થાય છે, માટે તમોને આ સંસ્થા ઉપર પ્રેમ હોય તો આજેજ તમો સભાસદ થાઓ અને બીજા નવા સભાસદ વધારવાની પ્રતિજ્ઞા કરો.

મહાસભા તરફથી થોડાજ વખતમાં મ્હોટું પુસ્તકાલય ખોલવામાં આવશે.

**એક ખાસ ઉદ્દેશ**—ખાસ સ્ત્રીમંત્રીઓ દ્વારા એક સ્ત્રીવિભાગ આ મહાસભા તરફથી થોડા સમયમાં પ્રકટ કરીને તેમાં નીચે પ્રમાણે કામ કરવાનો ઉદ્દેશ છે.

૧. શુ. મહાસભા તરફથી સ્ત્રી સભાસદની નોંધણી.

૨. સ્ત્રીઓનો સ્વતંત્ર શિક્ષણવર્ગ ચલાવવો.

૩. પુસ્તકોને ઘેર બેઠે વાંચવા આપવાનો પ્રબંધ વિગેરે.

આપના બાળકને આ પાઠશાળાનો લાભ લેવાને વંચિત ન રાખશો.

માનદ મંત્રીઓ
શ્રી. બા. શુદ્ધાદ્વૈત મહાસભા.
મોટા મંદિર

**ધીરજલાલ છબીલદાસ સ્ટોર.**
**દેવીદાસ બાલુભાઈ રેશમદલાલ.**